ॐ तत्सत् परमात्मने नमः

# મુક્તિમાળા.

## (મણકો બીજો—તથા ત્રીજો.)



લેખક—


કીર્તનકાર હરિદાસ મહારાજશ્રી શિવશંકર ગોવિંદરામ

ઉર્ફે-નિજાનંદ શર્મા નિ. મોરબી.



પ્રકાશક—

વૃજલાલ ગોવિંદરામ યાજ્ઞિક.

ઠેકાણું-બાલાજીરોડ—સુરત.

સં. ૧૯૭૭ ] આવૃત્તિ પહેલી. [ સને ૧૯૨૧.




સેરા—બે આના.

# मुक्तिमाळा.

## (मणको बीजो-तथा त्रीजो.)

**દુઃખ માત્રનો નાશ અને પરમ સુખનો નિવાસ, એક પ્રભુનું અખંડ નામ સ્મરણ કરવામાંજ છે.**

**અખંડ ધૂન.**

રાગ ધન્ય ધન્ય દ્વારિકા વાસી ના જેવો.

(૧)

જય ગુરૂ નારાયણ ગાવો કે, અવસર નહિં આવે આવો.
ભજન કરી ભૂધરને ભાવો કે, અવસર નહિં આવે આવો.
ગોવિંદ ગુણ ગાતાં ગગન ગજાવો, અવસર નહિ આવે આવો
લઈ લો હરિ ભજી શુભ લ્હાવો કે, અવસર નહિં આવે આવો.
હરિજન થઇ હવે શું શરમાઓ કે, અવસર નહિં આવે આવો.
પ્રભુને ભજી પવિત્ર બની જાઓ કે, અવસર નહિં આવે આવો.
ધન્ય ધન્ય મ્હેતાને મન ભાવ્યા, કેદારો જઇને કેશવ લાવ્યા.
ધન્ય ધન્ય મ્હેતા ભજને ફાવ્યા, દામોદર હાર દેવાને આવ્યા.
ધન્ય ધન્ય એવા દેવ મોરારકે, આપ્યો ભરી સભામાં હાર.
એવાં તો કીધાં કામ અપાર કે, પ્રભુએ ભક્તના અનેકવાર.
ધન્ય ધન્ય મ્હેતાનો અવતાર કે, પ્રભુ ભજી પામ્યા આ ભવપાર.
ધન્ય ધન્ય જુનાગઢ ગામ કે, જ્યાં છે નરસીંહ મ્હેતાનો મુકામ.
ધન્ય ધન્ય ભક્તિ ભજનમાં ભળશે, તેના તાપ ત્રીવીધના ટળશે.
પૂરવનાં પાપો બધાં એ બળશે, ધન્ય ધન્ય શિવશંકર હરિ મળશે.

## પ્રેમી ભકતનો પરિવાર.

ભજન-લાવણી.

(૨)

અમે તો ઇશ્વરના અનુરાગી, અમારે નથી થવું વૈરાગી. (૨)
પ્રભુ અમારા પ્રાણુ પતિ છે, પ્રભુ અમારો નાથ,
પ્રભુ અમારો રસનો સિંધુ, પ્રભુ અમારો સાથ;
બન્યાં અમે પૂરાં હવે બડભાગી, અમારે નથી થવું વૈરાગી-અમે
રંગે રમીશું રસીયા સંગે, અતીવ ઉમંગે રોજ,
મન મોહનને તન ધન અર્પી, મોંઘી માણશું મોજ,
અમારી લગની લાલમાં લાગી, અમારે નથી થવું વૈરાગી-અમે
**ધૈર્ય** ધુરંધર તાત અમારો, **ક્ષમા** અમારી માત,
**સત્ય** અમારો પુત્ર પ્રતાપી, **મનનો સંયમ** ભ્રાત;
અમારી **શાંતિ** છે અર્ધાંગી, અમારે નથી થવું વૈરાગી-અમે
બ્હેની અમારી **દયાબાઈ** છે, બહુ સુખની દાતાર,
**શીલ** અને **સંતોષ** મિત્ર બે, મળ્યા પવિત્ર અપાર
અમારી ભ્રમણા એથી ભાગી, અમારે નથી થવું વૈરાગી-અમે
**પ્રેમ ભકિતનાં** ભોજન અમને ભાવે અંપરંપાર,
**શિવશંકર** શ્રી પ્રભુ કૃપાથી પામ્યા આ પરિવાર,
અંતરે અજબ જયોત જાગી, અમારે નથી થવું વૈરાગી-અમે

## ॥ આવો અમૂલ્ય અવસર ફરી ફરી નહિં આવે ॥

ભજન-લાવણી.

(૩)

તમે ; ભાવે ભજો ભગવાનરે, અવસર આવ્યો છે.
તમે મૂકો મિથ્યા અભિમાનરે, અવસર આવ્યો છે.—૧
મળ્યો મોંઘો મનુષ્ય અવતારરે, અવસર આવ્યો છે,
તમો બાંધો પ્રભુથી પ્યારરે, અવસર આવ્યો છે.—૨
તમે ત્યાગજો વૃથા તકરારરે અવસર આવ્યો છે,
તમે માગજો વિવેક વિચારરે અવસર આવ્યો છે.—૩

તમે ત્યાગજો વિષયના વિકારરે, અવસર આવ્યો છે.
સત્ય નીતિનો કરજો સ્વીકારરે, અવસર આવ્યો છે.—૪
તમે ભક્તિનો ચઢાવો હૃદે રંગરે, અવસર આવ્યો છે.
તમે ભજનમાં પાડશો ન ભંગરે, અવસર આવ્યો છે.—૫
તમે સાચાનો કરજો સંગરે, અવસર આવ્યો છે,
જીતી જાશો જગતનો જંગરે, અવસર આવ્યો છે.—૬
તમે સદ્ગુણના શૃંગાર ધારજોરે, અવસર આવ્યો છે,
તમે વિનય વિવેક વધારજોરે, અવસર આવ્યો છે.—૭
ધરો શિવશંકરનું ધ્યાનરે, અવસર આવ્યો છે.
કરો હેતે હરિરસ પાનરે, અવસર આવ્યો છે.—૮

ભજન લાવણી.

(૪)

મનવા મત કરના અભિમાન, એક દિન નીકલ જાયગા જાન,
ધરલે હરદમ હરકા ધ્યાન, એક દીન નીકલ જાયગા જાન.
ધન વૈભવ સાધન બહુ તેરે, સભી હે સ્વપ્ન સમાન
પ્રાણ ગયે પીછે નહિં આવે, મંદીર માલ મકાન.—એક દીન.
ગયે ગુમાની રાવણ જૈસે. બલીકે સમ બલવાન,
ગયે મહીપતિ માંધાતા જૈસા, ગયે શાહ સુલતાન—એક દીન.
તજદે અહંતા સજલે શમતા, ભજલે શ્રી ભગવાન,
ભવજલ પાર ઉતરનેકા નહિં ઉપાય કલીમેં આન—એક દીન.
છોડ હરિપદ રાગ દ્વેષમેં, કયું હોતા હેરાન,
પલપલ ભજ શિવશંકર પ્રભુકો, તજ અંતર અજ્ઞાન—એક દીન.

(૫)

રામ રટણ કરી લેને, મનવા રામ રટણ કરી લેને.
કૃષ્ણ ભજન કરી લેને, જીયરા કૃષ્ણ ભજન કરી લેને—મનવા.
સંત અતીથિ કોઇ આંગણે આવે તેને, દાન દયા ધરી દેને—મનવા.
કાલ કુટીલ તારા શીર પર ગાજે, કૃષ્ણ કૃષ્ણ મુખ કે ને—મનવા.
ભજનાનંદે ભૂધર ભજતાં, ફેરો નહિં ફરી તેને—મનવા.
શિવશંકર ભવસાગર તરવા, ભાતું ભક્તિનું ભરી લેને—મનવા.

## જમવાને જેઠ ઘેરે એ રાગ. ભજન-લાવણી.

(૬)

પ્રભુ ભજવાનું આ છે ટાણું રે ટાણું રે ટાણું રે ટાણું આ છે ટાણું
નહિ મળે યોગ આવો, લેજો ભક્તિનો લ્હાવો,
નારાયણનું નામ સાચું નાણું રે, નાણું રે નાણું રે નાણું સાચું નાણું-પ્રભુ.
દુર્જન સંગે નવ જાવું, સાચાના સંગી થાવું,
ગાવું ગોવિંદજીનું ગાણું રે ગાણું રે ગાણું રે ગાણું ગાવું ગાણું.-પ્રભુ.
સમજો આ કાયા કેવી, જળના તરંગ જેવી,
કોણ જાણે કેવું વાશે વ્હાણું રે વ્હાણું રે વ્હાણું રે વ્હાણું વાશે વ્હાણું-પ્રભુ.
શિવશંકર જોને જાગી, ઉંઘને આળસ ત્યાગી,
ભરી લે ભક્તિનું ભાવે ભાણું રે, ભાણું રે ભાણું રે, ભાણું ભાવે ભાણું.
પ્રભુ ભજવાનું.

## તેને ધન્ય છે.

રાગ-આશા લાવણી. મામીનું રૂપ ધરી એ રાગ.

(૭)

પ્રભુની ભક્તિ જેને ભાવતી, છે ધન્ય તેને
ભજન કરે છે જે જન ભાવથી, છે ધન્ય તેને
ધન્ય તેની માતનેરે, ધન્ય તેના તાતનેરે, (૨)
હૃદય રંગાયું જેનું રામથી છે ધન્ય તેને-પ્રભુની.
ધન્ય તેના ધામનેરે, ધન્ય તેના ગામનેરે
સગપણ સાચું છે રાધા શ્યામથી છે ધન્ય તેને-પ્રભુની
ધન્ય તેનાં કર્મનેરે, ધન્ય તેના ધર્મનેરે,
પ્રીતિ બાંધી છે પૂરણ કામથી છે ધન્ય તેને-પ્રભુની
ધન્ય તેની નાતનેરે, ધન્ય તેની જાતનેરે
તૃપ્તી નથી જેને હરિ રસ પાનથી છે ધન્ય તેને-પ્રભુની
ધન્ય એવાં નારી નરને, ધન્ય ત્હેનાં કારીગરને.
શિવશંકર સાચા જેના સારથી છે ધન્ય તેને-પ્રભુની,

## ઇષ્ટને મળવા આતુર બનેલી વૃત્તિનો આલાપ.

રાગ—ખમાચની ઠુમરી

(૮)

જરા ધીરેથી બંસી બજાવો શ્યામ ( ૨ )
બહુ બાવરી ન મુજને બનાવો શ્યામ—જરા.
મોરલી વગાડી માવા મુજને જગાડી હવે,
મંગલ મુખડું બતાવો શ્યામ—જરા.
કામણ કીધું મારૂં, મન હરી લીધું હવે
કરો કૃપા ન સતાવો શ્યામ—જરા.
ના રહો છાના કાના, નંદજીના નાના મારા
અંતરની પીડા પતાવો શ્યામ—મારા... .... જરા.
આવો અલબેલા એ રસ ઘેલા
હૃદયમાં રાસ રમાવો શ્યામ—મારા હૃદયમાં રંગ
જમાવો શ્યામ—મારા.... .... .... જરા.
શિવશંકરના સ્વામી સલુણા મને
આપના સ્વરૂપે સમાવો શ્યામ—મારા.... .... જરા.

## સાચા ભક્તો ભજન કરતાં કોઇથી ડરતા નથી

ભજન—લાવણી રાગ

(૯)

અમે નથી દુર્જનથી ડરવાના ભજનના ભંડારો ભરવાના-
કીરતન કેશવનું કરવાના, અમે નથી દુનિયાથી ડરવાના—ટેક.
ભકિતનું ભાલુંને ધીરજની ઢાલ અમે ધરવાના,
જ્ઞાન ખડગ ધરી હરિ હરિ ભજતાં, હરકતને હરવાના—અમે.
સાચું અમે સમજ્યા સતસંગે, એજ રંગે રમવાના,
કંચન તજીને હવે કદાપિ, ધુળ નથી ધમવાના.... ...અમે.
સારાસાર વિવેકે સઘળાં, કામો તો કરવાના,
અંતર જ્યોતિ જાગી હવે નથી, અંધારે ફરવાના .... અમે.
પ્રેમ ભકિતનાં ભોજન મીઠાં, ભાવ ધરી જમવાના,
ભૂલવડે ભવમાં બહુ ભટકયાં, હવે નથી ભમવાના ... અમે.
શિવશંકર ભગવાન ભજી આ, ભવસાગર તરવાના,
એકવાર અમે એવા મરવાના, ફરી ન અવતરવાના ... અમે.

## પ્રણામ અમારા તેને

એવી ભક્તિ તમારી રે એ રાગ.

(૧૦)

જેને પ્રભુ નામ પ્યારૂં રે, પ્રણામ અમારા તેને (૨)
જેને જગ સુખ ખારૂં રે, પ્રણામ અમારા તેને—જેને.
જે છે રામના રંગી રે, પ્રણામ અમારા તેને—(૨)
જે છે સાચાના સંગી રે, પ્રણામ અમારા તેને—જેને.
જેને હરિજન વ્હાલા રે, પ્રણામ અમારા તેને—(૨)
જેનાં હૃદય રૂપાળાં રે, પ્રણામ અમારા તેને—જેને.
જેની પુણ્યમાં પ્રીતિ રે, પ્રણામ અમારા તેને—(૨)
જેની નિર્મળ નીતિ રે, પ્રણામ અમારા તેને—જેને.
શાંતિના જે ઉપાસક રે, પ્રણામ અમારા તેને—(૨)
જાત ધર્મના ધારક રે, પ્રણામ અમારા તેને—જેને.
પુજ્યાં માત પિતાને રે, પ્રણામ અમારા તેને—(૨)
ગાતા જ્ઞાન ગીતાને રે, પ્રણામ અમારા તેને—જેને.
નથી માયાની મમતા રે, પ્રણામ અમારા તેને—(૨)
ભોજન ભક્તિના જમતાં રે, પ્રણામ અમારા તેને—જેને.
ભેદે ભૂલી ન ભમતા રે, પ્રણામ અમારા તેને—(૨)
નિજાનંદેજ રમતા રે, પ્રણામ અમારા તેને—જેને.

## મન મંદિરમાં પ્રભુને પધરાવવા પ્રેમી ભક્તની પ્રાર્થના

રાગ સોરઠ હાંરે મને રોકી રહ્યાં શીદ વનમાં એ રાગ.

(૧૧)

હાંરે મારા મનમાં વસો વનમાળી—હાંરે મ્હારા.
વનમાળીરે વનમાળીરે—મ્હારા મનમાં.... .... હાંરે.
મૂર્તિ તમારી મને પ્રાણુથી પ્યારી,
ભાવે રહયો છું ભાળી રે–મ્હારા મનમાં .... હાંરે.
મન મંદિરમાં મોરલી વાગી મારા,
તનડામાં લાગી તાળીરે—મ્હારા મનમાં.... .... હાંરે.
આપ દર્શને અલબેલા મેં તો,
અવર ઉપાધિ ટાળી રે—મ્હારા મનમાં.... .... હાંરે.

ભાવના ભોજન જમવા પધારો પ્રભુ,
પીરસી છે પ્રેમે થાળીરે—મ્હારા મનમાં.... .... હાંરે.
ગંગાજળની ઝારી ભરી છે મેં તો,
અંતરને અજવાળીરે—મ્હારા મનમાં... ... હાંરે.
શિવશંકર મોહનવર મળતાં, સાચે થયો ભાગ્યશાળીરે—
મ્હારા મનમાં... .... ... .... હાંરે.

**જેના હૃદયમાં પ્રભુ પ્રેમ નથી તેવા માણસો આ ભુમીમાં એક ભાર રૂપજ છે.**

ભજન-લાવણી.

(૧૨)

એવા નર આ વસુધામાં વસે, એવાથી સાધન તે શું થશે—એવા.
હરિજન દેખી હૈયું ન હરખે, નારી દેખી હસે—(૨) .... એવા.
ભજન કરાવે તો નથી કરતો, અમથો અમથો ભસે .... એવા.
હજાર ગાડાં આળસ આવે, હરિકીર્તન જ્યાં હશે,
નાટક ચેટક જોવા નિત્યે, દોડયો દોડયો જશે .... એવા.
રામામાં ઘેલો નત્ર રીઝે, રામ કથાના રસે,
અમૃત પીતાં મૂખડું મરડે, ઝેર લેવાને ધસે .... એવા.
ખળના સંગે ખાય ખાસડાં, ખરાથી આઘો ખસે,
શિવશંકર જન એવા ફરી ફરી, ફાંસામાં જઇ ફસે .... એવા.

**પ્રભુના પવિત્ર નામનું પળે પળે હમેશાં સ્મરણ કરનાર હરિજનો પાસે બહારનાં પાપો આવી શકતાં નથી.**

॥ મંદિરીએ મારે આવોને એ રાગ ॥

(૧૩)

ભજવું નિત્ય તારે નારાયણનું નામરે—ભજવું ટેક.
નારાયણનું નામજ લેતાં, ભાઇ, નહિ બેસે કાંઇ દામરે—ભજવું.
ભવભય હારક શાંતિ કારક, નામ પ્રભુનું સુખ ધામરે—ભજવું.
હરિને ભજવા ટાણે તારે, તજવાં કોટી કામરે-ભજવું.
એક દીન જાવું એકલું જાતે, છોડી ધરા ધન ધામરે—ભજવું.
આ તન રંગ પતંગ સરીખો અંતે, ઉડી જવાનો આમરે—ભજવું.
સાચા છે સંગી અંત સમયના, શીવશંકર ઘનશ્યામરે—ભજવું.

## જગતની મોટી મુસાફરીએ આવેલા જીવને ચેતવણી.

ભજન-લાવણી સંસાર સમજીએના જેવો.

(૧૪)

હરિના ભજન વિના નથી હાલવાનું (૨)
મુસાફરી મોટી વાટે નથી મ્હાલવાનું વીરા,—નથી. .... હરિના.
ભર્યોરે પડયો છે આગળ સાગર સંસાર વીરા—નથી. ... હરિના.
તેમાંથી તમારે જાવું તરી પેલે પાર વીરા—નથી. ... હરિના.
ભારી છે લુંટારા ભુંડા કામને ક્રોધ વીરા—નથી. .... હરિના.
પસાયતા પ્રભુજી કેરા કરેરે વિરોધ વીરા—નથી. .... હરિના.
ચેતરે ચેત ભાઇ પડયો શું અચેત વીરા—નથી. .... હરિના.
કાંઇતો કરોને વાટ ખરચીનો વેંત વીરા—નથી. .... હરિના.

## ॥ ઈશ્વર દર્શનની આતુરતા. ॥

રાગ કાફી—તાલ ખીમટો

(૧૫)

મંદિરીએ મ્હારે આવોને મોહનલાલરે—મંદિરીએ.
અમે તમારે આશરે બેઠા ત્રિકમ તેનો કરોને કાંઈ ખ્યાલરે-મંદિ.
મોર મુકુટ પીતાંબર કુંડલ, ગલે મોતનકી માલરે—મંદિરીએ.
શામરી સૂરત મોહિની મૂરત, હોઠ દિસે પરવાલરેં—મંદિરીએ.
રંગે રસીલા છેલ છબીલા મને, બાવરી બનાવી બે હાલરે—મંદિરીએ.
આપને મળવા મોહન મારો જરા, જુઓ ફકીરી હાલરે- મંદિરીએ.
આ ઘરમાં મને ઘડી નથી ગમતું, બુરૂં સંસારીઆનું સાલરે-મંદિરીએ

## અંતકાળ સુધારવા પ્રભુ પાસે નિત્ય પ્રાર્થના

રાગ સોરઠ-લાવણી. કામણુ દીસે છે એ રાગ

(૧૬)

અમને અંત સમે અલબેલા લેવા આવજોરે (૨) અમને-ટેક
ત્રીકમ નામ તમારૂં પ્યારૂં, પ્રાણુ જતાં પણ કરૂં ન ન્યારૂં,
મનહર મંગલ મુર્તિં મને બતાવજો રે (૨) અમને.
વિકટ સમય સાચવજો વ્હાલા, કહું કોટી કરી કાલાવાલા,
દેવા દીન દયાલા દયા દર્શાવજોરે (૨) અમને.

વસમી અંત સમયની વેળા, વ્હારે વળજો વિઠલ વ્હેલા,
પ્રણુતપાળનું પ્હેલાં પણ પરખાવજોરે (૨) અમને.
મર્કટ જેવું મન આ મારૂં, ત્રીકમ તાન ચુકાવે તમારૂં,
અંતરનું અંધારૂં એ સઘ સમાવજોરે (૨) અમને.
દેજો દર્શન 'જનમન હારી, કરૂણા સાગર કુંજ બીહારી,
**શિવશંકર** બલહારી બાપ બચાવજોરે (૨) અમને.

## પરબ્રહ્મ શ્રી કૃષ્ણ પરમાત્મા પાસે પ્રતિદીન આવીજ પ્રાર્થના કરો.

ભજન-લાવણી.

(૧૭)

નલીન નયન નટવર મોરલીધર હૃદય કમળમાં ઠરજોજી, એ-વ્હાલા.
નીશદીન પળપળ શ્રીવર સુંદર સ્મરણે નવ વીસરજોજી.
સકળ ભાવથી ભજતાં તાંરીયાં ત્યમ અમને હરી વરજોજી,
અબળ દાસને કરી પોતાનો અંતે અંગીકાર પ્રભુ કરજોજી.
ભાવ અભાવ ન જોશો વ્હાલા બીરદ ટેક નીજ ધરજોજી એ-વ્હાલા.

## ભકતાધિન ભગવાન.

ભજન-બલીહારી રસીયા ગીરધારી ના જેવો રાગ

(૧૮)

કર્તાકી કુદરત ન્યારી ન્યારી કરૂણાનિધિ કુંજબીહારી દીએ દાસ ઉદ્ધારી કીરપા મોહે કીજીએજી-ટેક.
રાજા રાવણકો છીનમેં, મારા ધારા જો દીનમેં,
સેવકકો લંક દીની સારી-કરૂણા નીધિ કુંજ બીહારી-કર્તાકી
પ્રલ્હાદકો પ્રેમ બતાઇ-હીરણાકંસ દીનો મારી,
નાથે નરસિંહ રૂપ ધારી-કરૂણા નીધી કુંજ બીહારી-કર્તાકી
બાઇ મીરાંકો તારી, અવિનાશી આયે ઉદ્ધરી,
ગુણકે સાગર હો ગીરધારી-કરૂણા નીધિ કુંજ બીહારી-કર્તાકી
દલપતકે દીલમેં માલા, દર્શન દયો દીનદયાલા,
ભકત વત્સલ ભગવત ભારી, અરે હાં....કરૂણા નીધિ કુંજબીહારી
કર્તાકી

## શ્રી હરિના વ્હાલાંઓને સંદેશ.

ભજન–તાલખીમટો.

થાય છે થાય છે થાય છે પ્રભુ મારો પ્રેમને વશ એ રાગ.

(૧૯)

આવજો આવજો આવજોરે હરિકીર્તનમાં હેતેથી આવજો. (૨) ટેક.
હોંશ ધરીને હરિનામની હમેશાં, ધુન અખંડ મચાવજોરે–
હરિકીરતનમાં.
ભકિતનાં સુખડાં માણુવા સાથે, સગાંને સબંધીને લાવજોરે–
હરિકીરતનમાં.
નીંદા કરનારાનું નામ નવ દેશો, વખત વૃથા ન વીતાવજોરે–
હરિકીરતનમાં.
કરી સત્સંગ તેનો રંગ હૃદયમાં, ચોંપેથી ચોગણો ચઢાવજોરે–
હરિકીરતનમાં.
ભકિતની ભેટ અને શ્રદ્ધાની સુખડી, ભાવે પ્રભુને ધરાવજોરે–
હરિકીરતનમાં.
**શિવશંકર ગોવિંદરામ** ગુણ ગાઈ, શોક સંસારનો સમાવજોરે–
હરિકીરતનમાં.

## આસુરિ જીવની ઓળખાણ.

ભજન-લાવણી.

(૨૦)

જીવલડે જાગી નવ જોયું, પ્રભુમાં ચિત્તડું નવ પ્રોયું. (૨) ટેક.
ખલક તણી ખોટી ખટપટમાં, આનરદા ખોયું,
પુણ્ય કરીને પામર જીવડે, પાપ નવ ધોયું–પ્રભુમાં...જીવલડે.
પીધું નહિં પાયું નવ પ્રીતે, વૃથા દુધ દોહ્યું,
મોહનને મૂકી માયામાં, મૂરખ મન મોહ્યું–પ્રભુમાં....જીવલડે.
કાયા રૂપી કાચું કૈટડું, સમય જતાં કોહ્યું,
અમૃતમય મૂકી આંબાનું, બાવળ બીજ બોયું–પ્રભુમાં....જીવલડે.
વિવેક વિના વસમા વિષયો રૂપ, વૃથાજ વારી વલોયું,
**શિવશંકર** ભવસાગર તરવા કર્યું ન મન ભોંયું,–પ્રભુમાં....જીવલડે.

## ભજન નૌકા.

આશા–તાલ લાવણી.

(૨૧)

ભજન કરો ભવસિંધુ તરવા–ભજન કરો ધ્રુવપદ.
આ જગની જંજાળ જુઠામાં ભટકો શું કરવા–ભજન કરો.
ભકિત નાવ ગ્રહી લેને પ્રાણી, સત્ય શઢ ચઢાવીને થાતું સુકાની,
પાર ઉતરવા.–ભજન કરો ભવસિંધુ તરવા.
વૃથા નવ જાશે હરિ નામ લીધું, ભકિતને વશ છે દયાસિંધુ
પાર ઉતરવા.—ભજન કરો ભવસિંધુ તરવા.
બાઇ **મીરાં** કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ ઠરવા,–
ભજન કરો.

## આવો અમુલ્ય વખત વૃથા ન ગુમાવા વિષે.

રાગ–જંગલો તાલ–લાવણી.

(૨૨)

જાય ચાલ્યાં દિવસને રાત, હરિ વિનાં કરો ન બીજી વાત. (૨) ટેક
ધામ ધરાધન જગના બંધન, સૌપર મારો લાત.—હરિવિના.
માત પિતા સુત બેની કે બાંધવ, કોઇ નહિં આવે સાથ,–હરિવિના.
માંડ મળ્યું છે તને આ માનવ તન, હજુ છે બાજી હાથ–હરિવિના.
ભજ શિવ શંકર સત્વર હરિહર, એજ ભાતું ભલીભાત–હરિવિના.
ભકિત કરે તેજ ભાવે ભુધરને, જુએ ન જાત કે ભાત–હરિવિના.

## સ્વર્ગની સીડી.

(૨૩)

માલા લા દે હો માલા લા દે હો માલા લા દે બૈઠી જપું તેરા નામ,
તુલસીકી માલા લા દે. (૨)
રામ ભજનકો તુલસીકી માલા. (૨) ઓઢને કો મૃગ છાલા
દુશાલા લા દે હો માલા લા દે.—બૈઠી જપું.
ખાન પાનકો વાસી જો ટુકડા, રહેને કોકુંજ તમાલા, હો માલા લા દે
બૈઠી જપું.

## સાખી.

રામ નામકી ઔષધી, ખરી નીતસેં ખાય,
અંગ પીડા વાધે નહિં, મહા રોગ મીટ જાય–હો માલા લા દે
સાહેબકે દરબારમેં, સચિકો શીરપાવ,
જુઠા જુતા ખાયગા, કોન રંક કોન રાવ–હો માલા લા દે
રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત,
જૈસી જીનકી ચાકરી, વેસા ઉસકો દેત–હો માલા લા દે.
અજગર કરે ન ચાકરી, પંખી કરેન કામ,
દાસ મલુકા ચોંકહે, સબકા દાતા રામ–હો માલા લા દે.
તુલસી જગમેં આયકે, કરલીજે દો કામ,
દેનેકો રોટી ભલી, ઓર લેનેકો હરનામ–હો માલા લા દે.
મુકત મનુષ્ય તન પાયકે, જો ન જપત હરિજાપ,
શ્રવણ સુનત નહિ હરિકથા, તાકે પૂરન પાપ–હો માલા લા દે.
વાસુદેવકું ત્યાગ કે, પૂજત ભેરવ ભૂત,
મુકત કહે સો મૂઢનર, માકે પેટ કપૂત–હો માલા લા દે.
મુકત મનુષ્ય તન પાયકે, કરતન હરિ સેંહત,
પાપ ભાર શિરપર ભરે, જીવત જેસે પ્રેત.–હો માલા લા દે.

## એકાદશીનો ઉપદેશ.

વૃત્ત રહીરે એકાદશી જળ જમુનાના ન્હાઇએ એ રાગ.

(૨૪)

વૃત્ત કરીરે એકાદશી, આવો કીરતન કરીએ,
ભજન તણા બહુ ભાવથી, આવો ભંડારો ભરીએ.–વૃત્ત કરીરે.
એકાદશીના દીવસે પરનિંદા ન કરવી, કૃષ્ણ કથા વિણ વારતા
બીજી કાને ન ધરવી.... ... ... વૃત્ત કરીરે.
તાંબુલ તાંદુલ તેલનો ત્યાગ તે દીને કરવો
ફળાહારે બહુ ભારે પેટમાં નવ ભરવો–વૃત્ત કરીરે.
તન મનથી તે દિવસે ભોગ તમામને તજવા,
ત્યાગી કુડા કામ ક્રોધને રૂડા રામને ભજવા.–વ્રત્ત કરીરે.

પ્હેલા પ્હોરે પાઠ પૂજન દેવ દર્શન કરવું,
બીજા પ્હોરે સાચા મનથી હરિ કીરતન કરવું-વૃત્ત કરીરે
ત્રીજા ચોથા પ્હોરે પ્રેમથી ઘરનાં કામો કરવાં,
હરતાં ફરતાં પણ હેતથી, હરિ નામો ઉચરવાં.-વ્રત્ત કરીરે.
સંધ્યા કાળે કરી સ્નાન ધ્યાન શ્રીવરનું ધરવું,
હળી મળી હરિજનો સાથે રાતે જાગ્રણ કરવું-વૃત્ત કરીરે.
વૃત્ત કરી કોઇ દિવસે, કદી ક્રોધ ન કરવો,
જ્ઞાના દાતા ગુરૂ દેવનો, બોધ ધ્યાનમાં ધરવો.-વૃત્ત કરીરે.
એકાદશી વ્રત્ત આ રીતે જે કોઇ સમજીને કરશે,
સંસાર સાગર સ્હેલથી, તેતો તુરતજ તરશે.-વૃત્ત કરીરે.
શિક્ષા આપી **શિવશંકરે** સાચી ધ્યાનમાં ધરજો,
હરિવાસર કરી હેતથી, હરિવરનેજ વરજો.-વ્રત્ત કરીરે.

## "દિવ્ય પ્રેમમાં ડુબેલી ગોપીનાં અંતરનો અવાજ."

ભજન-રાગ-બલીહારી રસીયાના જેવો.

(૨૫)

સૂરતા શામળીઆથી લાગી, મારી ભવની ભ્રમણા ભાંગી બડભાગી
થઇ હું આજે એ બ્હેની ખરી.
ઘરમાં ઘનશ્યામ દેખું, અંતરમાં રામ દેખું;
જીવન જોતામાં હુંતો જાગી........મારી ભવની-
મનડું મોહનમાં ભમતું, ઘરમાં ઘડીએ નથી ગમતું,
લોકો છો લવતા લાજ ત્યાગી....મારી ભવની.
કામણ કાનાએ કીધું, મનડું મ્હારૂં હરી લીધું;
દીધું દુનિયાનું દુઃખ દાગી.......મારી ભવની.
મોહનની માળા ફેરી, કફની કાનાની પ્હેરી
ચાહે કહો રાગી કે વૈરાગી.......મારી ભવની.
**શિવશંકર** પ્રભુને પરણી, સફલા કીધી છે કરણી
મુક્તિ લીધી છે મેંતો માગી.......મારી ભવની.

## મંગળમય ભાવના રાખો.

ગોવિંદના ગુણ ગાને એ રાગ. દાદરો

(૨૬)

સત્સંગમાં સદા જાને, તારૂં મંગળ થાશે.
સદ્‌ગુરૂના ગુણ ગાને, તારૂં મંગળ થાશે .... સત્સંગમાં.
મનનો મેલ તમામ હરીને, સ્નેહે સેવો સીતારામ હરિને,
કૃષ્ણ કથાકર કાને-તારૂં મંગળ થાશે .... .... સત્સગમાં.
ભકિતમાં નીતિનો વાસ કરીને, કપટ કુબુદ્ધિનો નાશ કરીને,
ધર્મને મારગ ધાને, તારૂં મંગળ થાશે .... સત્સંગમાં.
કલ્યાણ કારક કામોજ કરજે, પાપનો પંથ વેગે પરહરજે,
નીતિ નિવાણે ન્હાને, તારૂં મંગળ થાશે .... સત્સંગમાં.
ભકિતના કામમાં ભાગ તું લેજે, દેવાય તેટલું દાન તું દેજે
પીને હરિ રસપાને તરૂં મંગળ થાશે ... .... સત્સંગમાં
કાયા માયા અંતે માનજે કાચી, શિક્ષા આપે શિવશંકર સાચી
ધરજે વીરા મારા ધ્યાને, તારૂં મંગળ થાશે .... સત્સંગમાં

## પ્રેમ ભકિતમાં મસ્ત બનેલા ભકતની પ્રાર્થના.

કવાલી-પહાડી.

(૨૭)

નંદકે લાલા હોમતવાલા, કૃષ્ણ કનૈયા તું મિત્ર હો-ટેક.
બ્રંદાબનમેં ધેનુ ચરાઇ, ધેનુ ચરૈયા તું મિત્ર હો-નંદકે
જમુના કિનારે રાસ રચાવત, રાસ રચૈયા તું મિત્ર હો-નંદકે
બ્રંદાબનમેં બંસી બજાઇ, બંસી બજૈયા તું મિત્ર હો-નંદકે
નાગ કો નાથ કે નાચ કીયા હે, નાચ નચૈયા તું મિત્ર હો-નંદકે
બ્રીજકો બચાય લીનો ગીરીકો ધરકે, ગીરિ ધરૈયાતું મિત્ર હો-નંદકે

## ચેતવણી રૂપ ચાબખો.

ભજન-લાવણી રાગ-પહાડી.

(૨૮)

હીરા મોતી નામ હરિનું, પથ્થર બીજી વાતો,
કહે પ્રીતમ મૃગજળ દેખીને, રખેતું પીવા ધાતો.-૧

ધાયા તે તો ધુળ કમાયા ડાહ્યા થઇ દંડાયા
કહે પ્રીતમ માયાને મૂશળે, ખુબ તરેહ ખંડાયા-૨
ખંડાયા તે તો ખોળ્યા ન જડયા, આટો થઇને ઉડયા,
કહે પ્રીતમ સંસાર સિંધુમાં, બહુ વાર તે બુડયા-૩
બુડયા તેને કોણ બચાવે આપે અવળા ચાલે,
કહે પ્રીતમ પોતાને હાથે, ફાંસી ગળામાં ઘાલે-૪
મોહ માયાના મોટા ફાંસા, તે તુટયા કેમ તુટે,
કહે પ્રીતમ પ્રભુ દયા કરે તો, જગત જાલથી છુટે-૫
જગત જાળ જોરાવર કહાવે, કંઇક લપેટી લીધા,
કહે પ્રીતમ માયા મદ પાઇ, ઘણાં તે ઘાયલ કીધા-૬
ઘેલપણામાં સર્વે ખોયું, કુડું કામજ કીધું
કહે પ્રીતમ અમૃત ઢોળીને, ઝેર હળાહળ પીધું-૭
અમૃત તે ઉપદેશ ગુરૂનો, ઝેર અવિદ્યા જાણો,
કહે પ્રીતમ પરમાર્થ મૂકી, સ્વાર્થને શીદ તાણો-૮
સ્વારથ તે સંસાર મૂલ છે, પરમાર્થ ભવ તરવું,
કહે પ્રીતમ પાખંડ તજીને, કીર્તન પ્રભુનું કરવું-૯
હરિનામ હુતાશન તણખા, કર્મ કાષ્ટને બાળે,
કહે પ્રીતમ પાતક મહા પ્રૌઢાં, એક પલકમાં ટાળે-૧૦
અજામેળ અવિચળ પદ પામ્યો, નારાયણને નામે,
કહે પ્રીતમ અવગુણ ટાળીને, સન્મુખ ભાળ્યું શ્યામે-૧૧
સુંદર શ્યામ સદા સુખકારી, દાસ તણું દુઃખ ટાળે,
કહે પ્રીતમ અમૃતની દૃષ્ટે, નીજ જન સામું ભાળે-૧૨

**॥ કળીયુગમાં કીર્તન ભક્તિ એજ સર્વોત્તમ શક્તિ છે. ॥**

લેહ લાગીરે મને લેહ લાગી એ રાગ.

ભજન-ખીમટો.

(૨૯)

ભક્તિ કરોરે તમે ભક્તિ કરો પ્રેમે પ્રભુની તમે ભક્તિ કરો-ટેક.
હવે દુનિયાના લોકથી શાને ડરો, પ્રેમે પ્રભુની તમે ભક્તિ કરો.

દુઃખ તમામ દૂર થાશે પલકમાં, રાખો હૃદયમાં ભાવતો ખરો
—પ્રેમે પ્રભુની.
સાચને આંચ ઉની આવે ન એવી, સાચી શીખામણ ધ્યાનમાં
ધરો—પ્રેમે.
હીરા માણેકની ખાણ ખરી ભકિત, અમૃતમય શાંતિનો એક છે ઝરો
—પ્રેમે.
ભકિત ખાંડાની ધાર છે ભાઈ, ડરી ડરીને તમે ડગલાં ભરો--પ્રેમે પ્રભુની.
ભજો **શિવશંકરને** ભાવે શ્રીવરને આ ભવસાગર સ્હેલથી તરો
પ્રેમે પ્રભુની.

## શ્રી કનૈયાલાલકી આરતી.

રાગ-કલ્યાણ અગર ભૈરવી—લાવણી.

(૩૦)

આરતી ઉતારો મેરે લાલનકી
લાલનકી મેરે લાલનકી—સબ આરતી.
માત યશોમતી કરત આરતી, ગીરિધર લાલ ગોપાલનકી—સબ.
કંસ નિકંદન જય જગવંદન, કૃષ્ણ કૃપાલ દયાલનકી—સબ.
બ્રજ જન મીલી સબ મંગલ ગાવત, છબી નીરખત નંદલાલનકી—સબ.
મોર મુકુટ પીતાંબર કુંડલ, મુખપર લાલી ગુલાલનકી—સબ.
મોતન માલકી ઓર છટા અરૂ ઉપર તુલસી માલનકી--સબ.
**શિવશંકર** બલીહારી છબીપેં, કૃષ્ણ કનૈયા બાલનકી--સબ.

(૩૧)

મેં તો હરિગુણ ગાવત નાચુંગી (૨)
નાચુંગી મેં તો નાચુંગી, મેં તો હરિગુણ ગાવત નાચુંગી-ટેક.
અપને મ્હેલમેં બૈઠ બૈઠકર ગીતા ભાગવત બાંચુંગી મેં તો.
જ્ઞાન ધ્યાનકી ગઠરી બાંધ કર, હૃદય કમલમેં રાચુંગી-મેં તો.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરિધરના ગર, સદા પ્રેમ રસ ચાખુંગી-મેં તો.

## અંતકાળે ઇશ્વર સ્મરણ કરેલું કામ આવશે

ભજન-લાવણી.

(૩૦)

મૂરખ મનવા તજ તોફાન, ભજતું જય જય વિઠ્ઠલ નામ-ટેક.
માત પિતા બંધુ સુત સર્વે, માયા તણા છે ગુલામ (૨) ભજતું.
બાગ બંગલા છોડી છેવટ, જઇ વસવું સમશાન.
જઇ સૂવું સમશાન ભજતું જય જય વિઠ્ઠલ નામ-મૂરખ.
કામ ન આવે અંતે કોઇ, રાખ હૃદયમાં રામ-ભજતું.
મળશે નહિં માયામાં તુજને, અંત સુધી આરામ-ભજતું.
શિવશંકર એક **સ્મરણ પ્રભુનું**, સાચા સુખનું ધામ-ભજતું.

(૩૧)

## ॥ ભાવના ભુખ્યા ભગવાન ॥

(થાય છે થાય છે થાય છે પ્રભુ મારો પ્રેમને વશ એ રાગ)

ભાવના ભૂખ્યા છે ભગવાનરે, ભાવેભજ ભાવના ભૂખ્યા છે ભગવાનરે-ટેક
જપ તપ યોગ બધાં સાધનો તથાપિ નહિં, ભાવની ભકિત સમાનરે-ભાવે
ઉત્તમ અધમ જાત ભાત નથી જોતા પ્રભુ નથી જોતા નિર્ધન ધનવાનરે-ભાવે
બોધલાની બાટી ખાધી ભાવેશ્રી વિઠ્ઠલે મૂકી મેવાને મીષ્ટાન્નરે--ભાવે
કરમા બાઈનો ખીચડો ખાતાં. ભૂલ્યા શ્રી જગદીશ ભાનરે-ભાવે.
જીવતે મુવા તેને જાણવા જેણે, કીધું નથી પ્રભુ રસ પાનરે-ભાવે
**શિવશંકર** ભગવાન વશ તેને, ભાવના જેની છે બલવાનરે-ભાવે.

શ્રી કૃષ્ણાર્પણ શિવાર્પણ મસ્તુ.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



## પ્રેમીની ભાવનાઓ.

જનાં હૃદયમાં પ્રભુ પ્રેમ જામી જાય છે ત્હેનો આત્મા નીશ પરમાત્મા તરફજ આકર્ષાય છે.

૨ જેના હૃદયમાં પ્રભુ પ્રેમ જામી જાય છે ત્હેનું હૃદય અને ચારો એકદમ વિશાળ બની જાય છે. ત્હેની ભેદ ભાવના ભસ્મીભૂત થઇ જાય છે. તેનું વર્તન, વચન અને જીવન એક સાક્ષાત દેવના જેવું થઇ જાય છે.

૩ જેના ઉપર ઇશ્વરની અલૌકિક કૃપા ઉતરે છે ત્હેનાજ હૃદયમાં પ્રભુ પ્રેમના સાચા સંસ્કારો પડે છે. ત્હેની દ્રષ્ટિમાં હમેશાં દિવ્યતાનોજ પ્રકાશ વહ્યા કરે છે. ત્હેનું મન ગમે તેવા સંજોગમાં, ગમે તેવા સ્થાનમાં, ગમે તેવી સ્થિતિમાં અને ગમે તેવી આપત્તિમાં એક પ્રભુનુજ હમેશાં ચિંતન કરે છે, ત્હેની આંખો જડથી માંડીને જીવમાત્રમાં એક ઇશ્વરનેજ જુએ છે. ત્હેના કાન એક પ્રભુનીજ અર્થાત આત્મ કલ્યાણનીજ કથાનું શ્રવણ કરે છે. જેનામાં આવી પ્રભુમય દિવ્ય ભાવનાઓ દેખાય, ત્હેના ઉપર ઇશ્વરની સંપૂર્ણ અલૌકિક કૃપા ઉતરી છે એમ સમજી લેવું.

## આશ્રયદાતાઓ.

આ ભકિત, જ્ઞાન, વૈરાગ તથા પ્રભુ પ્રેમથી ભરપુર મુક્તિમાળા નામે, પરમ બોધક પુસ્તકનો મણકેઃ બીજો તથા ત્રીજો, એક સાથે છપાવવામાં ત્રણ પુણ્યાત્મા બ્હેનોએ, સારી રીતે મદદ આપી, જ્ઞાન દાનના મહાન પુણ્યનો લાભ લીધો છે. આવી એમની પ્રભુમય પવિત્ર ભાવના અંત સૂધી બની રહો અને આવ્હાં આવ્હાં ધર્મ કૃત્યોમાં પરમ પ્રેમથી ભાગ લેવાનું ઇશ્વર એમને સાત્વિકબળ આપો એવી અમારી અંતઃકરણ પૂર્વક પ્રભુ પાસે પ્રતિદીન પ્રાર્થના છે. તથા વેશ્માવાળા પરમ વૈષ્ણવ રા. ચુનીલાલભાઇએ પણ આ કામમાં યથાશકિત મદદ આપી અમૂલ્ય લાભ લીધો છે. તેમજ સૈયદપુરા ખાતે ચાલતા કીર્તનમાં લાભ લેતા કેટલાક હરિજન ભાઇઓ તથા ભાવિક બ્હેનોએ આ વિદ્યા દાનના કામમાં યથાશકત મદદ આપી છે. એવી તેમની તથા તેમના કુટુમ્બી જનોની ભાવના બની રહો એવો અમારો અંતઃકરણ પૂર્વક આશીરવાદ છે. ચોથો મણકો પણ જલ્દી બહાર પડશે માટે તેમાં મદદ આપવાની ઇચ્છા રાખનાર ગૃહસ્થે અમોને રૂબરૂમાં મળવું અગર પત્ર લખી જણાવવું.

ફાગણ કૃષ્ણ પક્ષ એકાદશી સોમવાર સં. ૧૯૭૭.

ઠે. બાલાજી રોડ–ખડપાઠ વકીલની જોડેના ખાંચામાં—સુરત.